# જીંદગી.

## મનુષ્યનો તે સાથ સંબંધ અને તે મક્ષવામાં પાકપરવરની મુખ્ય નેમ.

આય દીલ ખ્યાલ વકતે અઝલકા ઝરૂર હૈ;
મઅનેસ પહેલે તોશાએ ઉકબા ઝરૂર હૈ.

લખી, પ્રસીદ્ધ કરનાર:—
રાફઅલી હશનઅલી શાકડાવાલા, (કરાંચી)

હીજરી સન ૧૩૪૩. પ્રત ૧,૦૦૦ ઈ. સ. ૧૯૨૫.



કીંમત રૂ. ૦-૨-૦.

"ઝમઝમ" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોપટલંકરે આણુ ... છાપ્યું, ...પ્રેસ સ્ટ્રીટ—કરાંચી.




STANLEY
WORKS



# અર્પણ પત્રિકા.

મરહુમ, બાવાજી, સાહેબ,

હશનઅલી મુલ્લાં ઇશમાઇલજી

લાકડાવાલા.

આપનો મારી ઉપર અસંખ્ય ઉપકારનો
બદલો વાળી ન શકાય એટલો
છે છતાં હું આપની ભલી
યાદમાં મારી આ "જીંદગી"
નામની નાની સરખી
ચોપડી આપની
સેવામાં
અર્પણ
કરૂં
છું.

લી૦

યુ. હ. લાકડાવાલા.

# પ્રસ્તાવના.



ખુદા તઆલાના હજારો હજાર શુક્ર અને તે બારી તઆલાની અખુટ મદદથી હું આ "જીંદગી" નામની ચોપડી લખી અને વાંચક વર્ગની સનમુખ મારી ટુંક ઉમરમાં પ્રગટ કરવાને શક્તિવાન થયોછું તેથી તે પાક પરવરદીગારની માગ ઉપરની અથાત મહેરબાની હોવાનું મારા હૃદયમાં સ્થાન મળે છે.

મેં આ મારી "જીંદગી" નામની ચોપડીમાં જીંદગી શું? શા માટે અર્પણ કરવામાં આવી છે? તેનો ઉપયોગ કેમ કરવો? તે કયે માર્ગે તમામ કરીએ તો ખર આવી કહેવાય? એ સર્વ બાબતો ઉપર મેં મારાથી બનતી કોશીશથી લખ્યું છે.

હું આશા રાખુંછું કે વાંચક વર્ગ તેને પુર્ણ ઇચ્છાથી ધ્યાન પુર્વક વાંચી કંઇક સાર મેળવશે તો હું મારી આશા સફળ થએલી ગણીશ.

| | |
|---|---|
| નેપીયર રોડ, ઘર નંબર ૧૩૦ ૬ | લી૦ દુવાગીર, |
| કરાંચી–સીટી. | **યુસફઅલી હસનઅલી** |
| તા. ૧લી શહેરે રમઝાન ૧૩૪૩ | **લાકડાવાલા.** |

વાપરો!    વાપરો!!    વાપરો!!!

## જગ મશહુર "કોલગેટ કું૦"ના:—

"**કેશમીર બોકે**" (જેમાં કાશમીરના ફુલોનો સુગંધ ભરેલો છે.)

"**ફ્રકલોટ**" **સેન્ટ તથા સાબુ.**

"**કોલગેટનો ટુથ પાઉડર**" (દાંત સાફ કરવામાં ઉતમ છે)

"**કોલગી ડેન્ટલ રીબન ક્રીમ**" (દાંતને સફેદ અને સુંદર બનાવે છે.)

"**ચારમિસ કોલ્ડ ક્રીમ**" (ચામડીને સુંદર તથા સુશોભિત રાખે છે.)

"**FAD**" "**ફેડ**" (આ પાઉડર રેશમી કપડા તથા ગરમ કપડા ધોવા માટે ઘણોજ ઉત્તમ છે. કપડાનો રંગ ન ખીરતાં જલદીથી મેલ સાફ કરી આપે છે.)

**એમ. જી. શાહની કું.**

**પાસેથી મળશે.**

એલફીન્સ્ટન સ્ટ્રી—કરાંચી (**કેમ્પ**).

દરેક જાતના ફેન્સી સ્ટીલ બોક્સ, આઇસ બોક્સ. ડીસ-પેકસ બોક્સ, તથા કેશ બોક્સ, તથા મુસાફરીને લગતા ટીશીન બોક્સ, સ્ટીલ ટ્રંકસ, ટકાઉ તથા મજબુત, મનપસંદ તથા કીફાયત ભાવે બનાવી આપવામાં આવે છે.

**એકજ વખત નીચેના શરનામે પધારી ખાત્રી કરો:**

## મુલ્લાં ઇબ્રાહીમજી કરીમભાઇ સલડીવાલા,

## પેટીવાલા.

નેપીયર રોડ, ડેન્સ હોલથી સ્ટેશન તરફ દુકાન નાં. ૧૨૯

**કરાંચી સીટી.** ૨

**નોટ:**—બહારગામના ઓર્ડર ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

---

ઇમારતને લગતું સર્વે જાતનું પીતલ કામ તથા હાર્ડવેર, રંગ, સફેદો, બેલતેલ, તરપીનટાઇન, વારનીશ, બરાસ વિગેરે જથાબંધ તથા છુટક વેચનાર.

## હશનઅલી વલીજી હૈદ્રાબાદવાલા,

**હાર્ડવેર મરચન્ટ,**

જુની મારકેટ, રતન સ્ટ્રીટ—**કરાંચી સીટી.**

# જીંદગી.

## મનુષ્યનો તે સાથ સંબંધ અને તે બક્ષવામાં પાકપરવરની મુખ્ય નેમ.

---

Life is real ! Life is earnest !
And grave is not its goal;
" Dust thou art, to dust returnest,"
Was not spoken of the soul.
Not enjoyment, and not sorrow,
Is our destind end or way;
But act–act each to marrow,
Find us further than to day.

(Long fellow.)

સારં:—આ જીંદગી ખરી છે, તે કમાવ્વાની છે. કબરનો ખાડો કંઇ તેનો છેડો નથી. "આ શરીર માટીનું છે અને તે માટીની અંદર મળી જવાનું છે." પણ તે કંઇ આ રૂહ (જીવ)ને માટે કહેવાયું નથી. મોજમજાહ તથા દીલગીરી કંઇ આપણી મંજલે મકસુદ અથવા તે પોહચવાનો રસ્તો નથી; પણ આપણે હરરોજ કામ કરવું જોઇએ કે જેથી આજ કરતાં કાલે આપણે આગળ વધેલાં જોઇએ. "લાંગ ફેલો."

પ્રિય વાંચનાર! માણુસ પોતાની જીંદગી આ દુન્યાની અંદર એક દહાડાની મીસલ પસાર કરે છે. જેવી રીતે દહાડો જુદા જુદા પહોરોમાથી પસાર થઇ છેવટે અંધકારમાં ગરક થઇ જાય છે, તેવીજ રીતે માણુસ આ દુન્યામાં પોતાની જીંદગી જુદા જુદા પહોરોમાં પસાર કરી છેવટે આ દુન્યામાથી મોતરૂપી અંધકારમાં ગરક થઇ જાય છે. પહેલવહેલાં બાળપણના પરોઢયામાં ગેલ કરતો તે જુવાનીની ભર બપોરમાં આવી પુગે છે, કે જ્યાં મોજશોખ તથા એશઆરામમા દરેક તત્વ તેની સાથે જોડાઇ છે. માણુસ તો પહેલા તેવી ચીજો બીજાઓને કેવી નાશવંત નીવડી છે તેવા દાખલાઓ ધ્યાનમાં રાખી થોડો વખત તેની અસર નીચે મધ્યમપણું વાપરે છે, પણ છેવટે થોડા વખતમાંજ તે એવો તો અયાશી અને આળસુ બની જાય છે કે વધારે અને વધારે તે ચીજોની ગુલામગીરી કરે છે, અને છેવટે તેનો એક નાનવાન દોસ તરીકે તેની સેવા હમેશાં બજાવ્યો જાય છે. તે વ્યસનોની મોહીનીમાં એટલો મશગુલ થઇ જાય છે કે જીંદગીની સાંજ સુધી તેની આંખ ખુલતી નથી. હવે તેની સાંજ રૂપી બુઢાપો તેને તેના પૃથ્વી ઉપરના કામોની બરાબર યાદદાસ્ત તાજી કરી આપે છે, ત્યારેજ તેનો ખરો પસ્તાવો તેને થાય છે. જુવાનીની જોશમાં જે કુકર્મો કર્યાં હોય, જે બદ સુખનો બોલ્યો હોય, જે બદ વ્યસનોમાં જીંદગીનો ઉમદામાં ઉમદા ભાગ નકામો ગુજાર્યો હોય તેનો સામટો પસ્તાવો તેને તેજ વખતે તેની આંખની સામે આવી ઉભો રહે છે.

ફિલસુફીએ મનુષ્યની જીંદગીને એક વહેતી નાવ સાથે સરખાવી છે. જો આપણે એક નાવના મુળથી મુખ સુધી જઇએ

તો આપણે માલુમ પડશે કે તે જુદા જુદા તબક્કાઓમાંથી પસાર થઇ છેવટે એક એવા તબક્કા ઉપર આવી પહોંચે છે કે જ્યાં તેની હસ્તીને પણ બરાબર રીતે જોઇ શકતા નથી પહેલ વહેલાં તે પહાડોની સકડામણમાંથી પોતાનો એક નદાને ઝરે ધીમે ધીમે રસ્તો લે છે. આગલ પસાર થતાં પોતાની વાટમાં જે પણ ઝરા મળતા જાય છે તેને પોતાની સાથે જોડી લઇ ધીરે ધીરે પોહળાઇમાં મોટો થતો આગળ વધે છે. જેમ જેમ તેના સાધન વધતાં જાય છે તેમ તેમ તેનો પ્રવાહ પણ વધતો જાય છે, અને છેવટે એક મોટી નદીના આકારમાં ઉંચાણમાંથી નીચે સપાટ જમીન ઉપર પડે છે, ત્યાંથી એક મોટા વિસ્તારમા પથરાઇ જઇ પોતાનો રસ્તો કાપે છે. જ્યારે તે એક સપાટ જમીનમાંથી વહે છે ત્યારે તે પોતાના માર્ગમાં આવતાં ખેતરોને ફળદ્રુપ કરતી, તરસ્યાની તરસ છુપાવતી અને પોતાની પીઠ ઉપર મહેલો જેવડી મોટી સ્ટીમરો તથા વહણોને લઇ આગળ વધે છે. આજ જગ્યો ઉપર તેનું જોર પણ વધારે હોય છે. જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ તે નરમ રોહીની થતી જાય છે, અને જે જોર આગળ હતું તેને છોડતી જાય છે. છેવટે તે ઘણાંજ હાલ હવાલ થઇ ગએલ કમતાકાત પ્રવાહે દરયાને સ્વાધીન થાય છે કે જ્યાં કેટલીક વખતે તેનું મુખ પણ શોધી કાહડવાની મુશકેલી લાગે છે. ઉપલીજ હાલત એક મનુષ્યની જીંદગીની પણ છે.

તું વિચાર કરીશ તો માલુમ પડશે કે પહેલ વહેલાં એક બારીક બુંદમાંથી તે નદીના પહેલા ઝરાની માફક પોતાની માતાના ગર્ભસ્થાનમાં ઇનસાન રહે છે. જેમ જેમ તે પોખાઇ છે તેમ તેમ તે નદીના ઝરાની મીશલ મોટું થતું જાય છે. છેવટે પોતાની

માતાના ગર્ભસ્થાનમાંથી જેમ પેલો ઝરો પહાડ ઉપરથી નીચે પડે છે તેમ તે બહાર આવે છે. અહિથીજ તેની મુશકેલી શરૂ થાય છે. જેમ પેલો ઝરો પોતાનો રસ્તો માઇલો સુધી મેદાનમાં કાપે છે તેમ પેલું બાળક બચપણમાંથી મોટપણમાં આવે છે. કે જ્યાં તેને વધારે મુસ્કેલી શરૂ થાય છે. જેમ પેલો ઝરો જમીન ઉપર પડે છે ત્યારે તેનું જોર વધે છે, અને પોતાનો રસ્તો આગળ કાપતાં રસ્તામાં ખેતરોને ફળદ્રુપ કરતી, પોતાની પીઠ ઉપર મહેલો જેવડી સ્ટીમરો તથા વહાણોને ઉપાડી આગળ વધે છે, તેમ પેલું બાળક નાનપણમાંથી ટોકરાય મોટપણમાં આવે છે, અને પોતાના વહાલાંઓ માટે ભલા કામો કરી નીમકહલાલીથી પોતાની રોટલી પેદા કરતાં શીખે છે, અને પોતાના સારા કામોથી પોતાના જાતભાઇઓનું ભલું કરે છે, અને પોતાની પીઠ ઉપર ફીકર ચીંતાના બોજાઓને ખાંધે મારી આગળ વધ્યો જાય છે. છેવટે તેની જીંદગીનો એક એવો સફો આવી પુગે છે કે જ્યાં પેલી નદીની માફક તેની જુવાનીનું જોર અને લોકી નરમ પડી જઇ કમતાકત પડી જાય છે આસફોતે માણસની વૃદ્ધાવસ્થા છે. આ તબક્કા ઉપર આવતાં પહેલાં જેવીરીતે પેલી નદી રસ્તામાં પોતાની નાની શાખાઓ ફેલાવતી જાય છે, તેમ માણસ પણ પોતાના બચ્ચાંથી પોતાની વંશવાળી પણ ફેલાવતો જાય છે. છેવટે નદી ઘણુંજ કમતાકતની હાલતમાં દરયાને સ્વાધીન થાય છે તેમજ રીતે છેવટે માણસ પણ પોતાની જીંદગી તેના બક્ષનારને સ્વાધીન કરે છે.

જીવન જાકો સફળ હે, જગત સરાહમે જાહ;
જશ જીવન અપજશ મરણ, કહેત અકબર શાહ

આ દુન્યામાં પોતાની હસ્તી તો દરેક માણસને વહાલી છે, કારણકે તેમાં તેનો કાંઇક સ્વાર્થ તે જોઇ છે. જીંદગીની ખરી ખુબી કંઇ લાંબી જીંદગી ગુજારવામાં નથી. ભલાઇનીજ આ દુન્યાને ગરજ છે, અને ભલાઇનીજ કીર્તી આપણાં અંતઃકરણને શાન્તતાના કીનારા ઉપર આસાનીથી લઇ જઇ શકે છે. આ જહાંનમાં ભલા માણસનુંજ કામ છે અને તેઓજ આ અણદીઠ દુન્યામાં ઉંચા દરજ્જાઓ ભોગવે છે. "Where there is life, there is hope." ના કાયદા પ્રમાણે આશા હોવીજ જોઇએ, પણ તે હદ બહારની તો નહિજ. આ દુન્યાની મોહિની અને આશામાંજ જો જીવવા માંગ્યે તો તે આપણી હસ્તી ફોકટ કહેવાય. આશા એવી હોવી જોઇએ કે જે સફળ થવા માટે આપણી કોશીશમાં ખુદા સહાય થાય. તેવી ભલી આશાઓથીજ આપણે દરરોજ તેની પાસે અને પાસે આવતાં જઇએ છીએ જેટલે સુધી આપણે તે કીરતારની નઝદીકીની સોહબત રાખીશું તેટલે સુધી તે કીરતાર આપણને પનાહમાં લેશે, અને જેટલે સુધી તે કીરતારથી વેગળા થઇ દુરપણું સાંધીશું તેટલે સુધી આપણે તે કીરતારની ભલી શક્તિઓથી દુર રહીશું.

હવે, પ્રિય વાંચનાર! વિચાર કરીશું કે જેવી રીતે એક ચીજ ફેરવાતી જાય છે તેવી રીતે આ જીંદગીમાં પણ ફેરફાર થતો જાય છે. હું આગલ કહી ગયો તેમ માણસ જો નદીની માફકજ પોતાની જીંદગી પસાર કરતો હોય તો પછી આટલી બધી કંગાલ્યત તથા આટલી બધી દુરદશા જે આજે આ દુન્યામાં જગ્યા કરી બેઠી છે તે નજરે પડેજ નહિ. પણ માણસ જાતનું બંધારણુજ એવું છે કે જો તેના રસ્તામાં આવતી અડ-

ચએોનું ખંડન ન થાય ત્યાં સુધી બીજા વધારે ઉપાયો અજમાશે: પણ સબર પકડશે નહિ. માણસની જીંદગી જે લથડી પડે છે તેનું કારણજ આ હોય છે. પાકપરવરે તો બધાને એક પ્રકારની જીંદગી આપેલ છે; પણ તેને કયે રસ્તે પસાર કરવી જોઇએ તે તે ઘણાં થોડા જણ જાણે છે. તેના વિષે "લૉંગફેલો" નીચે પ્રમાણે કહે છે:—

Lives of great men all remind us,
We can make our lives sublime;
And departing, leaves behind us,
Foot-prints on the sands of time.

ઉપરનો ટુંક સાર ખેંચીશું તો એજ માલુમ પડશે કે:— "તમારી જીંદગી એવીરીતે સાચવીને લઇ જવી જોઇએ કે જેવી રીતે જમીન ઉપર પડેલાં પગલાં જોઇ વટેમાર્ગુ ભુલેલો રસ્તો શોધી કાઢે છે, તેવી રીતે તમારી આગળ થઇ ગએલાની કરણી જોઇ, અને તેઓ જે કરણીથી સીધા માર્ગે ગયાં હોય તો તે માર્ગ પકડી લો."

આ જીંદગીમાં માણસ ઘણી વખતે આડે માર્ગે દોરવાઇ જાય છે જો તેજ વખતે સાબીત મકકમ મનથી જો કામ નહિ લેવાયું હોય તો તે એક વખતનો છોડી દીધેલો સીધો રસ્તો પાછો હાથ આવી શકતો નથી.

હવે કુદરતી સવાલ એ ઉભો થાય છે કે ત્યારે આ જીંદગીની મુખ્ય નેમ શું! શા માટે તે આપણે બક્ષવામાં આવી

છે? તે બક્ષવામાં તે બક્ષનારનો મુખ્ય હેતુ શું હોવો જોઇએ? ફીલસુફીના ઉંડાણપણમાં નહિ ઉતરતાં તેનાજ ઉપલા સ્વરૂપ ઉપરથી જો તપાસીશું તો આપણને પહેલીજ નજરે જણાય આવશે કે તે બક્ષવામાં ખરેખરજ તે પાકપરવરે ઉત્તમમાં ઉત્તમ તથા ઉમદામાં ઉમદા નેમ રાખી છે અને ટુંકમાં જો કહું તો તે પાકપરવરે આપણે પોતાનો અમુલ્ય અંશ વારસામાં આપેલો છે. ખરેખર તે પાકપરવર દાગ વગરનો પવિત્ર અને માયાળુ પિતા છે. તે પાકપરવરની આ મોનેખર જીંદગી બક્ષવામાં એટલીજ નેમ છે કે:–"માનવી આ અણદીઠ દુન્યામાં વસી, ભલાં કામો કરી, અને તે પાકપરવરની ભલી પેદાઇશોમાં વધારો કરે."

ત્યારે સવાલ એ છે કે; "માનવી એ વધારો કેવી રીતે કરી શકે?" જવાબમાં આપણે હાલના જમાના ઉપર નઝર ફેરવીશું તો માલુમ પડશે કે: "જે સુખી જીંદગી ભોગવી શકતો હોય તે." ત્યારે પાછો સવાલ એ ઉભો થાય છે કે; "કઇ જીંદગી સુખી કહેવાય?" જો દુન્યાની રીતભાત તરફ નઝર ફરી વિચાર કરીશુ તો હાલમાં પૈસો એક મુખ્ય સુખનુ સાધન નઝરે પડશે. ત્યારે શું ગરીબાઇમાં તે સુખ હાંસલ થઇ શકતું નથી? અહિંજ તેનો ખરો સ્વાર્થ સમાએલો છે. જેને આપણે બહારથી દુઃખનું મુળ કહીએ છીએ તેજ આખરમાં સુખનું સાધન છે. જો આપણે ખરા દીલથી તપાસ કરી વિચાર કરીશું તો જણાઇ આવશે. ગરીબાઇજ સત્યનો સાથી, નમ્રતાનો વડીલ, વ્યસનના દેવથી બચાવનાર, દુઃખના વાદળમાંથી દેખાતું એક આનંદ આપનારૂં સુખનું કીરણ, મયાળી પુગવાનું પહેલુંજ પગથ્યું અને સહન શક્તિની પત્નિ છે. અને છેવટે ગરીબાઇજ આપણા રૂહને તે

પાકપરવરની માઅરફેતમાં લીન કરી અને આપણી હસ્તી આ દુન્યામાં શા માટે છે, તેનો ખરો ખ્યાલ આપે છે.

હું ઉપર કહી ગયો તેમ ગરીબાઇના ફાયદા છે તેમજ ચોક્કસ સંજોગો વચ્ચે તો ગરીબાઇ માનવી જાતીના નુકશાનનું મુળ કારણ પણ થઇ પડે છે. જો તે વખતે મકકમ મનથી કામ નહિ લેવાયું હોય તો જરૂર જન્મો જન્મના પસ્તાવામાં ઉતરી જવું પડે. ગરીબાઇ માનવી જાતીની પરીક્ષાનું સાધન છે. જો તે પરીક્ષાની વખતે જીંદગીની ખરી નેમ શું છે? તે જાણે તો અને સ્થીર મનથી કામ કરે તો જરૂર ફતેહમંદીથી બહાર નીકળી આવે.

**આદમકો ખુદા મત કહો, આદમ ખુદા નહિ;**
**લેકીન ખુદાકે નુરસે, આદમ જુદા નહિ.**

તું કોણ? આ અશુદ્ધ દુન્યામાં તારે જન્મ લઇ શું કરવાનું છે? અને તારૂં છેવટે શું થવાનું છે? આ પ્રશ્નો ઉપર કોઇ પણ વખતે તેં ગંભીરપણે વિચાર કર્યો છે? ભલે તું મુસલમાન હોય, હિન્દુ હોય, પારસી હોય કે અન્ય કોઇ બીજા ધર્મના માબાપના પેટે તારો જન્મ થયો હોય તો તે માત્ર અકસ્માત છે. વળી તું એશીઆ ખંડમાં, યુરોપ ખંડમાં કે બીજા કોઇ પણ ખંડમાં તારો જન્મ થયો હોય તો પણ તે કેવળ અકસ્માત છે. તું એમ નહિ સમજીશ કે આ માંસનો લોચો તારી નજરે પડે છે અથવા આ હાડકાનું ઉભેલું હાડપીંજર તારા જોવામાં આવે છે તે તું છે. નહિ, તે તું નથી. હું આગળ કહી ગયો તેમ તે તો એક ફાની ચાલી જતી ચીજ છે. તારી હસ્તી તો

ઉંચી છે. આ દેખાતું હાડપીંજર તો માટીનું બનેલું છે અને માટીમાં મળી જવાનું છે. પણ તારી અંદર રહેલો આત્મા (રૂહ) તો નુરનું બનેલું છે, અને હમેશાં બાકી રહેનારૂં છે, અને આ એક બીજા વિરૂદ્ધ લક્ષણની બે ચીજોને એક ગણે તો તે તારી કેવી મોટી ભુલ? હવે કેટલીક વેળાએ તે એમ કહ્યું હશે કે:— "આ કામ તો **મેં** કર્યું અથવા **હું** કરીશ." તે કામ કરવાનું કહેનાર **મેં અથવા હું** તે કોણ? જેવી રીતે સુર્યમાં તેજ સમાયેલું છે તેવીજ રીતે આ શરીરમાં તેજરૂપી તું (આત્મા) સમાયેલો છે. માટે તું તારૂં સ્વરૂપ બરાબર ઓળખી અને તારૂં સ્થાનક શોધી કાઢ.

**જગત નહિ જગદીશ હય, ભુષણ નહિ સુવર્ણ;**
**અયસી સમજ પલટાઇ કે, જાણો અપણા બર્ણ.**

માણસની જીંદગી ખરી હકીકત તે નઝરની સામેજ હમેશાં હાજર રહેલી છે; પણ તેની આસપાસ એવો અંધકારનો પડદો પડેલો છે કે તે તેની વાત સમજી શકતો નથી. અને તેના વિષે શું જાણવાનું છે તેનો પણ ખ્યાલ આવતો નથી. તેનું મુખ્ય કારણ એકજ જાહેરમાં દેખાય આવે છે. તે એમ ધારી લે છે કે:—"વળી તે જાણીને આપણે શું કરવું હતું?" આવી ખોટી સમજ માનવાથીજ તે પોતાનો ખરો સ્વભાવ શું છે? અને તેનો મન સાથે શું સંબંધ છે? તે બાબતોથી ગાફલ રહે છે. "મને તે જાણી શું કરવું હતું?" આવી ધારણા રાખવાથી તેની આંખે અંધકારનો પડદો ફરી વળે છે, અને તેથી તે બીચારો પોતે કોણ છે? તથા આ શરીર સાથે તેનો શું સંબંધ છે?

તેના વિચારો ફેલાવી શકતો નથી અને તેથી તે બધી વાતોથી ગાફીલ રહે છે.

હવે પ્રિય વાંચનાર! વિચાર કર કે જો તારે કોઇ સભામાં અથવા બહાર ફરવા જવું હોય છે ત્યારે તું તારા કપડા સ્વચ્છ છે કે નહિ? પાઘડી, ફેંટો કે ટોપી બરાબર મુકાણી છે કે નહિ? મુછ બરોબર બંધએસ્તી છે કે નહિ? દાઢી સાફ છે કે નહિ? આવી બધી ચીજોની બરાબર રીતે તપાસ કરી અને કાળજીથી તપાસી અને પછી તું જાય છે, હવે તેવી રીતે તેં તારા અંતઃકરણની સ્વચ્છતા તપાસવા પ્રયત્ન કર્યો છે? તેને નિર્મળ બનાવવા કોઇ વખત પ્રયત્ન કર્યો છે? જો તેં તેમ ન કર્યું હોય તો વિચાર કરી તપાસી જો કે તારી બેપરવાઇના લીધે તેની ઉપર કેટલાક ખરાબ પડ બંધાય ગયા છે. હવે તે પડેલા પડ દુર કેમ થાય? તેનો એકજ ઉત્તમ અને સહેલો જવાબ એ છે કે: 'જે પડેલા ખરાબ પડ છે તેને જડમુળથી ખેંચી કાઢી ફેંકી દઇ અને સત્યને સાથે કરી, દુરંદેશી અને ધીરજને ખાંધે બાંધી લે.' જો તું તેમ કરીશ તો તારૂં અંતઃકરણ સ્વચ્છ થઇ જશે. અને તેજ વખતે તું સમજી શકીશ કે; "તું એક પોતે અમુલ્ય ચીજ છે. અને તું તેજ છે જે તુંજ છે." પછી તારી આવી ઉંચી પેદાઇશને ઓળખી અને તારી બુદ્ધિનુસાર સારા અને ભલા કામ કર.

હવે માણુસને મનથી જુદો પાડી શકાયજ નહિ, અને તેની જીંદગી તેના વિચારોથી જુદા પાડી શકાયજ નહિ. જેવી રીતે સુર્યમાં કીરણ અને કીરણમાં રંગ સમાયેલા છે; તેવીજ રીતે

તેઓ એક બીજામાં સમાયેલાં છે. માનવી જે કંઇ થયો છે અને થાય છે તે તેના મનનુંજ કારણ છે. બીજી રીતે કહેતાં 'મન એજ માણસ છે' એટલે જેવું જેનું મન તેવો તે માણસ. તે વિષે કબીર કહે છેઃ—

**મન માતા, મન દુબળા, મન પાણી, મન લાય;**
**મનકે જસી ઉપજે, મન તેસી હો જાય.**

જો માણસ હમેશાં હેવાનીયત ભરેલા વિચારોમાંજ મશગુલ રહે તો તે ખરેખરજ હેવાન બનતો જાય, અને જો પવિત્ર અને સદગુણી વિચારમાંજ રહેતો હોય તો ખરેખર એક પવિત્ર અને સદગુણી ગૃહસ્થ થાય. બીજું કોઇ પણ તેને બદી તરફ ખેંચતું નથી; પણ તે પોતેજ બીજાઓની બદી તરફ ખેંચાય, તેની સાથે થઇ તે પ્રમાણે કાર્ય કરે છે. તેમ બીજો કોઇ પણ તેને બદીમાંથી બાહેર કાઢી શકતો નથી; પણ તે પોતે જ્યાં સુધી બીજાઓની નેકીને પોતામાં વધારો કરતો નથી અને તેથી તે બહાર આવી શકતો નથી બુરા વિચાર કરનાર તે બુરોજ છે અને નેક વિચાર કરનાર નેક માણસજ છે, ત્યારે આપણી ફરજ છે કે આપણાં નેક વિચારો હોવા જોઇએ, કે જેથી આપણું મન નેક કામ કરતું રહે. નેક વિચાર કેમ આવે? તેને માટે જ્ઞાન મેળવવાની જરૂર છે. આપણે દુન્યાની ચીજો માટે ઘણું ઘણું જાણીએ છીએ, અને ઘણું ઘણું જ્ઞાન મેળવીએ છીએ. પણ ઘણું અફસોસ કરવા જેવું છે કે આપણે પોતા વિષે કશુ પણ જાણતા નથી, કે માનવી કોણ? તેનો સ્વભાવ શું? તેનું કામ શું? તેને જીંદગી સાથે સંબંધ શું? તેને શું કરવું જોઇએ?

અને તેનું છેવટ શું થવાનું છે? ઉપરની બાબતો ઘણાંજ થોડા જણ જાણે છે. જ્યારે આપણે પોતાની અગત્યની બાબતો ઉપર જો ગાફીલ રહીએ અને તે જાણવાની પણ દરકાર ન કરીએ અને જે ખરૂં જાણવાનું છે તે છોડી તેવીજ બીજી ભલતી ચીજોમાં આપણે સુસ્તના જેમ પડી રહીએ, તે શું અફસોસ કરવા જેવું નથી?

હું આગળ કહી ગયો તેમ માણસ જેવા વિચાર કરે છે તેવોજ તે બની જાય છે. અને તેથી તે અજાણપણે પોતાનામાં અમુક ફેરફાર કરતો જાય છે દરેક અનુભવ તેની ચાલચલણને અસર કરે છે, જે વિચાર તે કરે છે તેથી તેની મનની શક્તિમા પણ ફેરફાર થાય છે. એક મહાન ફીલસુફીએ કહ્યું છે કે:—

To live is to think, and to think and act is to change from one state into another.

**સાર:—**જીવવું તે વિચાર કરવું છે, અને વિચાર કરવો અને કાર્ય કરવું તે એક સ્થિતીમાંથી બીજી સ્થિતીમાં ફેરવવું છે.

હવે માનવી જ્યાં સુધી વિચારના સ્વભાવને ન પીછાને ત્યાં સુધી તે સારા તથા નરસા વિચારો કર્યો જાય છે, કે જે વિચારજ પોતાની જીંદગીમાં સારો અથવા નરસો ફેરફાર કરે છે, તેનાથી તે અજાણ્યો રહે છે. જ્યારે તે વિચારના સ્વભાવને પીછાનતો જાય છે ત્યારેજ તેની જીંદગીના સારા અથવા નરસા ફેરફારને પીછાનતો જાય છે. તેના વિષે કબીર કહી ગયો છે કે:—

**પશુકી તો પનીયા ભઇ, પર નરકા કુછ ન હોય;**
**પર જો નર ઉત્તમ કરણી કરે, તો નર નારાયણ હોય.**

મનુષ્યની દરેક હાલત તેના મનથીજ ઉપજી શકાય, અને શકાશે. એમ જો આપણે માનીએ તો એમાં જરાએ સંદેહ રહેતો નથી. કારણ કે કબીર કહે છે કે :—

**મન ગોરખ, મન ગોવીંદ, મનહી ઓથી હોય;**
**જો મન રાખે જતન કરે, તો આપે કીરતા સોય.**

અંગ્રેજીમાં એક ઠેકાણે કહ્યું છે કે :—

All that we are, is the result of what we have thought, it is founded upon our thought, it is made up of our thought.

**સારઃ**—જે બધા આપણે (થયાં) છીએ, તે જે કંઇ આપણે વિચાર કીધો છે તેનુંજ પરીણામ છે, તે (હાલત) આપણા વિચારોની ઉપરજ રચાયેલી છે, તે (હાલત) આપણા વિચારોનીજ બનેલી છે.

**તનકા વેરી કોઇ નહિ, જો મન શીતલ હોય;**
**તું આપકો ડાર દે, તો દયા કરે સબ કોય.**

લોકો કહે છે કે આ જગત તો દુઃખનો મહાસાગર છે. નહિ, તે દુઃખનો મહાસાગર તો નથીજ, પણ નબળા મનના લોકોને આપણે હમેશાં કહેતાં સાંભળીએ છીએ કેઃ—" ભાઇ મારી

ઉપર જે દુઃખ આવી પડયું છે તેનું તો વર્ણનજ કરી શકાતું નથી! મારી ઉપર તો દુઃખના ઝાડો ઉગ્યાં છે! આવું મહા-જબુન દુઃખ તો બીજા કોઇ ઉપર પડયુંજ નહિ હોય! વિગેરે." પણ તેઓને યાદ રાખવું જોઇએ કે આ જગતની અંદર એવું કોઇ પણ દુઃખ નથી કે જે વખતના જવા છતાં નાશ પામતું નથી. કાચા દીલના માણસોને ત્યાં તેનો કોઇ અતિ વહાલો મરણ પામે છે ત્યારે તેના દીલમાં ઉપરના વિચારો આવી જાય છે. અને કહે છે કે:—"હાય મારી જીવન દોરી તુટી! હવે! હું જીવી શકીશ નહિ!" પણ તેઓને યાદ રાખવું જોઇએ કે તેવું દુઃખ બી વખતના વહેવા સાથ સહેલાઇથી વિસરી જવાય છે. અને તેવા દાખલાઓ આપણાં જોવામાં ઘણાં આવે છે.

હવે જેવી રીતે એક આંધળો માણસ બીજાઓને આંખો છે અને તેને નથી તે જાણી દુઃખી થાય છે, પણ જો તેને એમજ જણાવવામાં આવે કે બીજાઓને પણ તેના જેમ આંખ નથી, તો તે દુઃખી થાયજ નહિ; તેવીજ રીતે એક માનવી બીજા મા-નવીને ઉંચ પદવી ઉપર જોઇનેજ પોતે દુઃખી થાય છે; પણ પોતે પોતાની સ્થિતી જોઇ દુઃખી થતો નથી.

લોકો કહે છે કે:—"બીજાઓએ મારી સાથ બુરાઇ કીધી અથવા મને દુઃખ દીધું; મને નુકશાન પહોંચાડવામાં આવ્યું; મને દગો દીધો; મને ઠગવામાં આવ્યો વિગેરે." તેઓને પણ યાદ રાખવું જોઇએ કે જે કંઇ થાય છે તે તેઓની ભલી યા બુરી કરણીના લીધેજ થાય છે; નહિ કે બીજાઓનાં કામોથી.

હવે પ્રિય વાંચનાર ! કોઇ મુર્ખ માનવી જ્યારે કોઇ ઉંચી પદવીમાં આવી પડે છે, ત્યારે તે મગરૂરીથી એમજ આપણે કહી સંભળાવે છે કેઃ—"અંહ ! આ પદવી તો મેં મારીજ હાથે મેળવી છે. યાને મારીજ હુસ્યારીથી અને અક્કલથી મેં મેળવી છે." પણ તે મુર્ખ બિચારો નથી જાણતો કે તેના આગલા કામોએ તેને તે પદવીમાં લાવી મુકયો છે, અને તેની તકબુરી ( મગરૂરી ) અને તેનું "હું પણું" તેને કયારે નીચે તોડી પાડશે ? તે બીચારો મુર્ખ જાણતો નથી. અને જે વખતે તે નીચે પડે છે ત્યારે તે કહી સંભળાવે છે કેઃ—"મારી આવી દુરદશા તો ફલાણાની કરણીથી અને ફલાણાની ભુલથી થઇ છે. અથવા કુદરતે જાણી જોઇ તેમ કીધું છે." પણ તે બીચારો ભુલી જાય છે કે જેવી રીતે ઉંચ સ્થિતી તેની કરણીથી થઇ હતી તેવી રીતે તે પડતી પણ તેની કરણીથી થઇ છે. કબીર કહે છે કેઃ—

**જેસી કરણી આપકી, તેસી ફલ લે;**
**કુડે કરમ કરમાયકે, સાંઇયા દોષ ન દે.**

હવે કોઇ ડાહ્યો માણસ જ્યારે તે ગમે તેવી ઉંચ કે ગરીબ સ્થિતીમાં હોય છે ત્યારે તે સમજે છે કે તેની તેવી સ્થિતી માટે તે પોતેજ જોખમદાર છે તેથી તે સુખની વખતે કુલાઇ કે છલકાઇ જતો નથી અને દુઃખની વખતે નાસીપાસ થઇ ગમગીનીમાં ગીરફતાર થતો નથી. તેને બધી ચીજો સારીજ દેખાય છે. અને બધી સ્થિતી ફાયદાકારક માલુમ પડે છે. અને બધા દીવસો તેની સામે સરખાં અને પવિત્ર જણાય છે. અને તે એમ સમજે છે કે બધા માનવી એકજ પાક અલ્લાહના બનેલા છે. તેઓની સ્થિતી કબીરના કહેવા પ્રમાણે હોય છે. તે કહે છે કેઃ—

**સબહી ભુમી બનારસી, સબહી નીર ગંગા તોય;**
**જ્ઞાની આતમ રામ હે. જો નીર્મલ ઘટ હોય.**

સારૂ અને નરસુ માત્ર માનવીના મનની અંદર રહેલા છે તે બે ચીજોની હાલતની હસ્તી મન અને ચાલચલણથી જોડાયેલી છેજ નહિ. જીત અને હાર; ફતેહ અને નાસીપાસી; અમીરી અને નીચપણું; ખુશાલી અને દીલગીરી તે માત્ર મનની હાલતો છે. મન જેવું કામ કરે છે તેવી તેની ચાલચલણ બહાર ચલાવે છે. આખા જગતની અંદર એવી એક પણ જુલમગાર શક્તિ રહેલી નથી કે જે માનવીને ગમે તેમ ચલાવી અથવા હેરાન કરી શકે. જે બેડીઓ માનવી પોતે બનાવી છે તેજ બેડીઓ તેને બાધે છે.

માનવીને આ જગતમાં એક છુટાપણું મળેલું છે, અને તે છુટાપણું મનની મરજીનું છે. તે છુટાપણાથી ઘણાં અનુભવો મેળવી આપણે શીખવાનું છે કે તે છુટાપણાનો કેવી રીતે સારો ઉપયોગ કરવો? પવિત્ર વિચાર કેવા અને કેમ કરવા? અને નેક કાર્યો કયાં અને કેમ કરવાં?

જે થઇ ગયું તેને ફેરવવાને માનવી અશક્ત છે, પણ ભવિષ્યમાં શું કરવું તેનો વિચાર કરવાને શક્તિવાન છે. કાર્યોની પસંદગી તે પોતાની મરજીથી કરે છે, પણ તેના ફળ યાને પરીણામ તેને મુગે મોહડે ભોગવવા પડે છે, યાને તે ભોગવવા યા નહિ તે તેની મરજી ઉપર નથી.

છેવટે પ્રિય વાંચનાર! જે દુઃખ, જે કમનસીબી, જે દીલદલેરી, જે આફતો, જે જુલમાટો માનવી ઉપર પોતાની તરફથી

આવે કે તેના જેવો બીજો જુલમ એકે નથી. જે સાચું છુટાપણું માનવીને પોતાની ઉપર કાબુ રાખવાથી મલે છે તેના જેવું છુટાપણું એકે નથી. જે ખગબ જુસ્સાઓનો ગુલામ બની રહે છે તેના જેવો નીચ ગુલામ એકે નથી. જે મનનું સમતોલ-પણું માનવીને દુર્ગુણો છોડવાથી મળે છે તેના જેવું સમતોલપણું એકે નથી. જે શાંન્તી માનવીને પોતાના વ્યસનો છોડવાથી અને તેના ઉપર કાબુ રાખવાથી મળે છે તેના જેવી શાંન્તી એકે નથી.

જ્યારે માનવી પોતે સુધરે છે ત્યારે તે પોતાની જીંદગી શુદ્ધ કરે છે. જ્યારે તે અંતઃકરણમાંથી આપસ્વાર્થી દુર કરે છે ત્યારે તેને બદાગ્ના સઘળાં સંજોગોને અને ઝહેરને બાળી કાઢે છે. જ્યારે તે બીજાઓની તરફ અણઘટતી રીતે ચાલવું બંધ કરે છે ત્યારે બીજાઓના અણ ઘટતાં કાર્યો તેની મનની શાંન્તીને કદાપી ખલલ કરી શકશે નહિ.

ખરી રીતે જોતાં આ જગતની અંદર દુઃખ તો છેજ નહિ. પણ હું આગળ કહી ગયો તેમ માણસ પોતાના મનથીજ દુઃખી થાય છે.

**"યુશફ" કહે જે તને, નથી દુઃખ આ જગતથી;**
**ભેદ ભરમ વિખેરીને, ખુબ સમજ તું ધ્યાનથી.**
**નઝર લગાડી નેહની, પ્રખ્યાત કર તું નેકી;**
**ભલું કરી અવરથી, બસ કર તું નેકી નેકી.**

પ્રિય વાંચનાર! એવો કયો માણુસ હશે કે જેને સુખ ગમતું નહિ હોય? અને એવો કયો માણસ હશે કે જે દુઃખથી

દુર રહેવા નહિ માંગતો હોય ! છતાં આપણે ખરી નઝરથી તપાસીશું તો આપણે જણાય આવશે કે આ જગતમાં એવો કોઇકજ હશે કે જે હમેશાં સુખી હાલતમાં હશે. જેની તરફ નઝર કરીશું તો તેને કંઇ અને કંઇ દુઃખ કે દીલગીરી તો હશેજ.

**સુખીયા ઢુંઠત મેં ફીરૂ, સુખીયા મીલે ન કોય;**
**જીસકે આગે દુઃખ કહુ, સો પહેલાં ઉઠે રોય.**

એક મહાન પુરૂષ કહી ગયો છે કેઃ—"જ્ઞાન એજ દુઃખનો ઉપાય છે. જેવી રીતે દુન્યામાં હુન્નર મેળવી ફાયદો મેળવીએ છીએ તેવી રીતે જે કોઇ ઉંચુ જ્ઞાન મેળવે તો તે દુઃખસાગરની દુન્યાથી નીરાળો થઇ ખરૂ સુખ હાંસીલ કરે"

ગ્રીક ફીલસુફીમાં કહ્યું છે કેઃ—"Man! know thyself!" યાને, "માનવી! તું પોતાને પીછાન!" અને વળી એવુંજ વાકય અરબી ફીલસુફીમાં પણ જોવામાં આવે છે. તે નીચે પ્રમાણે છેઃ—"મન અરફ નફસાહ, કદ અરફ રબ્બહુ" યાને, "જો તું તારા જાન (રૂહ)ને પીછાનીશ તો તું તારા રબ્બ (ખુદા)ને પીછાનીશ."

મારા કહેવાનો મતલબ એટલોજ છે કે જ્યાં સુધી તું પોતાને નહિ પીછાને ત્યાં સુધી કદી પણ તું દુઃખસાગરમાંથી છુટો થવાનો નથી, કારણ કે તું તારા પોતાનાથી અજાણ્યો છે. જ્યાં સુધી તું તારા શરીર વિષે, મન વિષે, અને તેના કાર્યો વિષે અજાણ્યો છે અને જ્યાં સુધી તને શું કરવાનું છે ? તે તું જાણતો નથી ત્યાં સુધી તું પોતાની જીંદગીને જેમ ગમે તેમ

પસાર કરે છે, અને ભલા બુરાનો ફેરફાર કર્યો જાય છે. અને તેનો ગુલામ બની દુઃખ અને દીલગીરીમાં ગીરફતાર થઇ અને છેવટે આ અણદીઠ દુન્યામાંથી હતો નહિ હતો થઇ ચાલ્યો જાય છે.

જેવી રીતે એક વહાણનો નાખોદો પોતાની નઝર હોકાયંત્ર ( Compass. ) ઉપર રાખી અને હમેશાં નકશાઓનો અભ્યાસ કરી અને પોતાના વહાણને ખડક અને ભયંકર તુફાનથી બચાવી પોતાના દુરના ધારેલા બંદરમાં સહીસલામત લઇ જાય છે, તેવી રીતે જો માનવી પોતાના મનને સ્થીર રાખી અને આ જીંદગીના વહાણને માટે અભ્યાસ કરી અને દુષ્ટ દુર્ગુણોરૂપી મોજાઓ અને તુફાનથી બચાવી લઇ અને પોતાના ધારેલા મથકે પહોચી જાય તો કેવું સારૂં ? પણ અફસોસ હાલમાં માનવીની હાલત તેથી ઉલટીજ જોવામાં આવે છે તેઓનું જીંદગીરૂપી વહાણ મકસદ વિનાનું હોય છે, તેથી દુર્ગુણરૂપી મોજાઓ અને તુફાનમા પોતાનો ખરો રસ્તો ભુલી જાય છે, અને તેઓની પાસે જીંદગીનો નકશો નહિ હોવાથી તેઓ પોતાનું જીંદગીરૂપી વહાણ આ અણદીઠ દુન્યાના સાગરમાં હંકારતો ફરે છે અને અહિં અને તહિં હર્યાફર્યા કરે છે. તેઓની કોઇ પણ મકસદ ન હોવાથી તેઓ એક કીનારા વગરના દરયામાં ફર્યા કરે છે કે જ્યાં તેઓ નાસીપાસી, દુઃખ અને દીલગીરીના તુફાનથી અથડાય આ દુન્યામાંથી ચાલ્યાં જાય છે. તેઓની હાલત નીચે પ્રમાણે હોય છેઃ—

**કયા કીયા હમ આયકે, કયા કરેંગે હમ ?**
**ન ઇતકે ભયે ન ઉતકે ભયે, ચલે સો મુલ ગુમાય.**

પ્રિય વાંચનાર ! જે માનવી પોતાની જીંદગીનો ભેદ જાણ્યા વગર મરણ પામ્યો તે ખરેખર ન તો અહિંનો રહ્યો કે ન તો ત્યાંનો થયો. અને ખરેખર તેને પોતાની જીંદગીનો અમુલ્ય ફેરો બરબાદ કર્યો. તેવા સાધારણ માનવીની હાલતનું કારણ નીચે પ્રમાણે હોય છેઃ—"માનવી પોતાની પાંચ ઇંદ્રિયો ઉપર કાબુ ન હોવાને લીધે તેઓ તેની તરફ દોરવાય જઇ અને જેમ આવે તેમ તેઓ ચાલે છે, અને તેથીજ તેઓ દુઃખ અને દીલગીરીના ખડકો સાથે અફડાઇ અને આખરે નાશ પામે છે." કબીર કહે છે-

**મનકા જન્મ પામકે, ભજ્યો ન રઘુપતિ રાય;**
**તેલી કેરા બેલ જેયું, ફીર ફીર ફેરા ખાય.**

ખરેખર જેને માનવીનો અવતાર મલ્યા પછી પણ ખુદાને ન ઓળખે તો તેનો ઘાંચીના બળદની માફકજ હાલ થાય.

ત્યારે આપણે કેમ ચાલવું જોઇએ તેના વિષે "લોંગફેલો" નીચે પ્રમાણે કહે છેઃ—

આપણે જે મકસદ માટે આવેલાં છીએ તે ઘણી ભારે છે અને વખત તો પાણીની મીસલ વહ્યા કરે છે. જો કે આપણું અંતઃકરણ મજબુત અને ટકાઉ છે, છતાં આપણે ઘડી ઘડીએ મરણના નઝદીક આવતાં જઇએ છીએ. માટે આપણું ભવિષ્ય ગમે તેટલું સુખી દેખાય અને ગયા વખતમાં આપણે દુઃખ વેઠયું હોય તો તે બધાને એક બાજુ છોડી દઇ અને હાલમાં તમે તે મકસદે પહોંચવા માટે પ્રયત્ન કરતા જાવ અને તમો ખુદાની ઉપર ઇતબાર રાખો. કબીર પણ એક ઠેકાણે કહે છે કેઃ—

**કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;**
**અવસર બીત્યો જાયગો, તો ફીર કરેગે કબ ?**

હે ! પ્રિય વંચનાર ! તારૂં આ દેખાતું શરીર હમેશાં બાકી રહેનાર નથી, માટે હમેશાં નેકી કરી ખરી જીંદગીનું ફળ હાથમાં લઇ લે. અને ત્યારેજ તને ખરો રસ્તો હાથમાં આવશે કે જયાં તને જવાનું છે. "લાઇટ ઓન ધી પાથ" નામની ચોપડીમાં લખ્યું છે કે:—

તારી આસપાસ જે સઘળી વસ્તુ છે તેનો તું આતુરતાથી વિચાર કર. માનવીના દીલની અંદર શું છે ? તેનો અંદરખાનેની અક્કલથી જોતાં શીખ. તારો પોતાના દીલનો ખરેખરો ખ્યાલ કર.

કારણ કે તારા દીલથીજ એક પ્રકાશ પ્રગટ થાય છે કે જેથી તારી જીંદગીના છુપા ભેદનો ખ્યાલ આપે છે અને તારી આંખને ખુલ્લી કરી આપે છે.

"ઓ ! માનવી !! તું આ દુન્યાને વિષે શા માટે ભુંડુ બોલે છે ? દુન્યા તો ઘણી રળીયામણી છે, અને તેના બનાવનારે સર્વથી સરસ અને સંપુર્ણ અક્કલથી તેને બનાવી છે. તને તે અસ્વચ્છ અને ખરાબ ખરેખર લાગતી હશે તેનું કારણ એ છે કે આ ભલી અને રળીયામણી દુન્યામાં તું પોતેજ અસ્વચ્છ અને ભુંડો છે."

તું આ જગતમાં શું છે ? તેનો અભ્યાસ કર. જેથી તું જાણી શકે કે આ જગત કે જેની અંદર તું રહેલો છે અને જેનો

તું એક ભાગ થઇ ગ્હેવા માંગે છે, તે શું છે? તારી પાસે રહેલી અને હમેશાં ફરતી અને બદલાયા કરતી જીંદગીનો તું ખુબ આતુરતાથી વિચાર કર. જયારે તું તારા બંધારણ વિષે અને જીંદગી વિષે સમજનો થઇશ ત્યારે તું જીંદગીનો જે મોટા શબ્દ છે તેને વાંચવાને શક્તિવાન થઇશ જયારે તારી જીંદગીના ફેરફાર વિષેનો ભેદ સમજનો થઇશ ત્યારે તુ ને પાકપરવર દીગાર અને પવિત્ર પિતાની હસ્તીનો માહીતગાર થઇશ.

છેવટે મારી મતલબ એટલીજ છે કે જયારે માનવી પોતાના દીલથી એવો ખ્યાલ દુર કરે કે 'બધું બહારથી થતુંજ નથી' ત્યારે તેને ખરી જીંદગી તે શું? જીંદગીની નેમ શું? અને જીંદગીનો ખરો આનંદ તે શું? તેનો ભાસ થાય અને છેવટે આ દુન્યાના દુઃખી સાગરમાંથી મુક્તી મેળવી અને બહીસ્તના જેવું સુખ હાંસીલ થાય.

આપણી જીંદગી કેમ ગુજારવી? તેના વિષે છેલ્લે થોડું બોલી અને મારા આ લેખને ખતમ કરીશ. જીંદગીની ખરી નેમ શું? તેના વિષે "લોંગફેલો" પોતાના વિચાર નીચે પ્રમાણે જણાવે છે, તે કહે છે કેઃ—

In the world's broad field of battle,
In the levouac of life;
Be not like dumb, driven catile,—
Be hero in the strife,

(Long fellow).

સાર:—આ દુન્યાના વિશાળ લડાઇના મેદાનમાં, જીંદગીની લડાઇમાં મુંગા હાંકી કાઢેલા જાનવર જેવા થશો નહિ, પણ લડાઇમાં બહાદુર થજો (લોંગ ફેલો).

એક અંગ્રેજી નામાંકીત પાદરી આપણી જીદગીની ખરી નેમ માટે ફરમાવતાં કહે છે કે:—

"યાદ રાખો કે તમો શા માટે જન્મયા છો? અને જીંદગીના અવલથી આખેર સુધી તપાસો, અને નિશ્ચય કરો કે તમો તમારો ભરોસો કેમા મુકશો? પરપોટા મીસલના નકામા દુન્યાના માનમાં નહિ; કારણ કે તે ભાંગી જશે. મનને થોડા વખત માટે આનંદ રાખવાના કામમા પણ નહિ; કારણ કે તે ચાલ્યુ જશે. મોટા સંબંધ રાખવામા પણ નહિ; કારણ કે તે બચાવી શકશે નહિ. તાલેવંતપણામાં પણ નહિ; કારણ કે તે તમો ઉપાડી લઇ જઇ શકશો નહિ. ઉંચા હોદ્દામાં પણ સમાતી નથી; કારણ મરણ પછી બધા એક સ્થિતીમાં આવી પડે છે. તેમજ નાલાયક અને વગર વિચારેલી દુન્યાની બેવકુફી જેવા રીવાજમાં ગાફલ થઇ પોતાની જીંદગી ગુજારવામાં પણ નથી: પણ નીયમીતપણે અને સારી રીતે જીંદગી ગુજરવામાં અને ભલાઇમા સમાયેલી છે."
(બીશપ વૅાસ્ટન.)

પ્રિય વાંચનાર! કેવા સાદા અને સદગુણી વિચાર! જો માનવી ઉપર પ્રમાણે સમજી અને સારા માર્ગે ચાલે તો કેવું સારૂ! પણ માનવી જાતીનો એવોજ કાયદો છે કે જ્યાં પણ તેને થોડી મહેનત સાથે ઘણી મજાહ તથા એશઆરામ મલે તે તરફ તે સહેલાઇથી દોરવાય જાય છે, પણ તે બિચારો નથી

જાણતો કે જ્યાં સહેલાઇ વધારે ત્યાં જોખમ પણ વધારે હોય છે. ઉપરના કાયદાથી અજાણ હોવાને લીધે આપણે હાલમા જુદા જુદા હાદેસાઓ બનેલાં જોઇએ છીએ.

ડોકટર જોનસન એક ઠેકાણે કહે છે કે:—

" માનવી પહેલાં કામધંધાની અંદર એટલો મશગુલ બની જાય છે, અને એશ ઇશરત તથા મોજશોખના કાર્યોમાં ભુલભુલવણીમાં ગોથાં ખાતો પડી રહે છે કે જયારે તેની ઉપર બુઢાપો સ્વાર થાય છે ત્યારે તે ભયથી, દીલગીરીથી અને પસ્તાવાથી અને કઇ આશાથી તેની આગલી જીંદગી ઉપર નઝર કરે છે."

તું પોતાને સહીસલામત રીતે તેરવી લેવા માટે જો ખરા અંતઃકરણથી હીંમત અને મદદમાં સ્નેહ માંગીશ તો જરૂર તે પાક કીરતાર અને પવિત્ર પિતા તને આપવા વગર હરગેજ રહેશે નહિ. ખરા જીગરનો પસ્તાવો માનવી જાતીને માફી માંગવાને ઉત્તમમાં ઉત્તમ અને સાગમા સારો ઉપાય છે. જો કે તે પાકપરવરે આ દુન્યાની અંદર શેતાનીયતની શક્તિને હસ્તીમાં મુકી છે, પણ તે સાથ તે પાકપરવરે પાક અને સાચા જીંદગી સાથેનો પસ્તાવો પણ હસ્તીમાં મુકેલો છે કે જેનાથી માનવી એક વખતે ભુલેલો ખરો રસ્તો પણ પાછો મેળવી લેવા માટે ઇચ્છતો હોય તો તે ( જીંદગી સાથના પસ્તાવાથી ) પાછો મેળવી શકે. ખરેખર તે પવિત્ર પિતાની ઉંડી સમજ તથા દયાળુ લાગણી તેના દરેક કાર્યોમાં જોવામાં આવે છે.

જો માણસ પોતાની જીંદગીને સારા અને ભલા કાર્યો કરવામાં તમામ કરે તો તેની જીંદગી એટલી સફળતાવાળી લાગે

કે જ્યારે તેની જીંદગીની સાંજ આવે ત્યારે તેને માલુમ પડે કે તેને પોતાની જીંદગી કેવી સારી રીતે ગુજારી છે. પણ જો ઉલટી રીતે બદકાર્યોમાં પોતાની જીંદગી ગુજારી હોય તો જ્યારે તેની જીંદગીની સાંજ આવી પહોંચે ત્યારે તેને એવી ઉમેદ થાય કે જો મને થોડી મોહલત મળે તો હું ઘણું સારૂં કામ કરી લઉં, અને તે પાક કીરતારની બંદગી કરી લઉં, પણ લાચાર તે ગયો વખત તેને પાછો મળતો નથી.

મીસ મારટીન કહે છે કે આપણી કઇ જીંદગી સારી ગુજારી કહેવાય? તેણી કહે છે કેઃ—

"આ સંસારમાં સરસમાં સરસ રીતે જીંદગી ગુજારવી હોય તો તે ફક્ત એકજ રીત છે અને તે એ છે કે ભલાં કામો કરવામાંજ."

વિચાર કરીશું તો છે પણ તેમજ. તે પાક પરવરે આપણે તેજ વિચારથી પેદા કર્યા છે કેઃ—"તેની ભલી પેદાઇશનો માનવી વધારો કરી તેને સરજેલી કીમતી ચીજોનો તે આ દુન્યામાં વધારો કરે." એક લખનાર લખે છે કેઃ—"ભલાં કામ કર! અને તે કરવામાં તું ભલી શક્તિઓનો ઉપયોગ કર! તથા ખર્ચ કર! અને તેમાંજ તું તારા કીરતાર પાકપરવરની યાદમાં તારી ઉપરના ઉપકારનો આભાર માન."

છેવટે હે! પ્રિય વાંચનાર! હું એટલીજ દુઆ ગુજારીશ કે ખુદા સર્વ કોઇને જ્ઞાનનો માર્ગ અપાવે કે જેથી પોતાના વિષે જે કંઇ જાણવાનું છે અને જે અગત્યની બાબત છે તેનો

ભાસ થાય, અને એક વખત તેને એવો મળે કે તે પોતાના ખરા અને પવિત્ર જીગરની લાગણીથી પુકારી ઉઠે કે:— "મારૂં મન તો હવે ખુદાનીજ યાદથી ભરેલું છે, અને ખુદાનેજ યાદ કરી રહ્યું છે, અને તેની અંદર માત્ર ખુદાનોજ વિચાર રહેલો છે."

કહેવું હતુ જે કંઇ તને, લખ્યું બધું આ કલમ થકી;
ભેદો બધા ખુલ્લા કરીને, સમજે સદા તું દીલ થકી,
છે જગમાં એકજ ભલું, ગુજાર જીંદગી સચ્ચાઇથી
"યુસફ" કર નેકી હવે, બીજું કંઇ જગમાં નથી.

**આમીન! આમીન!! આમીન!!!**





# સોનેરી સખુનો.





(૧) અફલાતુન હકીમને કોઈએ પુછ્યું કે "તમામ એબો અને ખરાબ કામોથી કોણ બચી શકે?" જવાબ મળ્યો કે; "જે પોતાની અક્કલને આમીન બનાવે, ખોફને વઝીર બનાવે; નસીહતોને ગુલામ બનાવે; સબરને પોતાની હીકમત બનાવે; ખુદાના ખોફને પોતાનો સોબતી બનાવે અને મોતની ઝીકરને હમેશાં યાદ રાખે."

(૨) શરીર અને ખરાબ લોકો હમેશાં "હ્યો, હ્યો" ના ઓખાં તપાસતા ફરે છે, અને લોકોમાં જે ખુબીઓ હોય છે તેને જોતાં નથી.

(૩) ફઝીલત શરૂઆતમાં કડવી અને અંજામમાં મીઠી હોય છે. પણ બદી શરૂઆતમા મીઠી હોય છે પણ અંજામમાં કડવી હોય છે.

(૪) ઇનસાનને લાયક છે કે જે ગયું તેના ઉપર પસ્તાવો ન કરે; પણ જે બાકી છે તેને સંભાળવાની કોશીશ કરે.

(૫) જે શખ્સ તારી સીફત કરે છે કે જે સીફત તારામાં ન હોય; તો તને તેથી ખુશ થવાનું નથી; કારણ કે તેને તારી સીફત કરી નથી પણ તારામા જે સીફત નથી તેની ગોયા તને યાદ આપી છે.

(૬) શરમ જો ઇનસાનમાં જોઇએ તેટલી હોય તો તે સારૂં; પણ જો તેથી વધારે હોય તો જે ચીજ કરવી જોઇએ તે કરી શકતો નથી અને જો ઓછી હોય તો તેથી તેની ખુબી-ઓ નાશ પામે છે.

(૭) લોકો તારા વિષે અથવા તારા કૃત્યો વિષે કંઇ બોલે તો તું એકદમ દુ:ખી થઇશ નહિ, કારણ કે તેથી તારૂં દીલ બેચેન બની જશે.

(૮) જ્યારે મનુષ્ય સુખ અને શાંન્તિના ઝુલામાં આનંદ કરે છે ત્યારે તેની પાસે મિત્રો મધમાંખના જેમ ભમ્યા કરે છે: પણ જયારે તે આનંદ અલોપ થાય છે ત્યારે મિત્રો પણ અ-લોપ થઇ જાય છે.

(૯) "હીરા" કોલસાની ખાણમાંથી મળે છે અને "મોતી" ગંધાતી છીપમાંથીજ પાકે છે; તેમ સારી સમજશક્તિ ધરાવનાર મનુષ્યો પણ ઘણું કરીને ઝુપડીમાંથી પેદા થાય છે.

(૧૦) જે કીર્તી પૈસાદારો પૈસા જેવા સાધનથી મેળવી શકતા નથી તેવી કીર્તી ગરીબ માણસ પોતાની કેવળ વાણી અને વર્તનથી મેળવી શકે છે.

(૧૧) હે! મન! તું સાચું ભાષણ કર નહિ તો તારી ચામડાના કટકા (જીભ)ને કાપી નાંખવી બહેતર છે; તથા તું કદી પણ પાપ નહિ કર અને જો કરવાની ખાએશ હોય તો એવી જગ્યામાં કર કે જયાં તને પરમેશ્વર જોઇ શકે નહિ; તથા

તું સદા મનુષ્યો ઉપર રહેમ કર, નહિ તો રહેમી કીરતાર પાસે રહેમતની ઉમેદ રાખીશ નહિ.

(૧૨) હે! મનુષ્ય! બોલવામાં હમેશાં તું સારા શબ્દો વાપરજે; કેમકે ખરાબ શબ્દોથી બહુજ ખરાબ પરીણામ આવે છે.

(૧૩) "જુવાનના હકમાં કઇ ચીજ ભલી છે?" "અદબ અને ઇલમનું શીખવું તેના જેવી બીજી ચીજ ભલી નથી."

(૧૪) જે શબ્દો મોઢા બહાર નીકળ્યા તેને પાછા લેવા એ અશકય છે: સમયનો કે સામા મનુષ્યનો વિચાર કર્યા વગર જે વગર વિચાર્યું બોલશે તેને અંતે જરૂર પસ્તાવું પડશે. માટે જે શબ્દો બોલો તેનો પુર્ણ વિચાર કરી, તેનું પરીણામ બરાબર સમજી બોલશો તો પોતાને તથા સામાને ફાયદો થશે.

(૧૫) ફેંકેલો પથ્થર પાછો ફરતો નથી. કોઇ પણ સાહસ કર્મમાં પડવા અગાઉ તે કામનો અંદરનો ભેદ, તથા તમારી શક્તિ તથા આસપાસના વાતાવરણનો ખ્યાલ કરી પછી પડશો. કારણ કે પછી એવું ન થાય કે તે કામથી તમારી આબરૂ જાય; લોકોમાં તમારી હાંસી થાય તથા તમારો વિશ્વાસ ઉઠી જાય.

(૧૬) જુવાની તથા દીવાની બન્ને સરખી છે. જુવાનીનો ગર્વ મનુષ્યના મગજમાં એટલો વ્યાપી જાય છે કે સાચું શું કે ખોટું શું? તેનું ભાન તેને બીલકુલ હોતું નથી. જુવાનીનો સમય કમાવાનો છે નહિ કે ગુમાવવાનો. માટે તારા હાથમાં

જે સમય છે તેનો તું તત્કાળે સદ્ ઉપયોગ કર. ભુતકાળ પાછો ફરનાર નથી. વર્તમાનકાળ નિશ્ચીત છે તેનો ઉપયોગ કર. ભવિષ્યનો ભરોસો નથી માટે તેની આશા રાખીશ નહિ.

(૧૭) દુન્યામેં જીસે ઝરસે મોહબ્બત હોગી,
આખીરકો પશેમાની વ ખફત હોગી;
મુંહઢાપે કફનમેં હાથ ખાલી હોગા,
ન માલ હોગા, ન યેહ દૌલત હોગી.

(૧૮) ન દુન્યાપર આદમ મર, સખી થઇને સખાવત કર;
ન મતલબ તુજ દીલ ધર, સખી થઇને સખાવત કર.
ખુદાની રાહમાં મેલી, બધા ધન માલને ઠેલી;
છવઝમાં એકના દશ કર, સખી થઇને સખાવત કર.
ન લાવ્યો અહિં કંઇ સાથે, ન લઇ જાશે કંઇ સાથે;
પડયું રહેશે અહિંનું અહિં, સખી થઇને સખાવત કર.
સફળ કર તું આ જીવતર, ખુદાની યાદમાં દીલતર;
છે તેજ આકીલ અને દાનાં, સખી થઇને સખાવત કર.

(૧૯) પેગમ્બર મુસા (અ સ.)એ કારૂનને નસીહત દેતાં ફરમાવ્યું કે; "જેવી રીતે ખુદાતઆલાએ તારી તરફ ભલાઇ કીધી છે અને તુને આવી દશામાં મુક્યો છે તેનો વિચાર કરી તું માનવી જાતી તરફ તારો હાથ લંબાવ; તથા ભલાઇની લાગણીથી જો. જો તું એમ કરીશ તો તારી આબાદી દીન-બદીન વધતી જશે. જે માનવીએ પોતાની દૌલતની તથા ભલાઇની થેલીઓના મોઢાં આદમ જાત તરફ ખુલ્લાં મુક્યાં નથી, તે માન-

વીની આબાદી ભવિષ્યમાં કદી પણ થશે નહિ. જો તારી દૌલતનું તારે ઉચામાં ઉંચું ફળ લેવું હોય તો જેમ ખુદાએ તારા તરફ રહેમની નજર કરી હાથ લંબાવ્યો છે તેમ તું પણ આદમ જાત તરફ તારો હાથ લંબાવ." કરજે, ફરજ છે પણ કહેતો ના. "જો એક વખત તારી સખાવતનું ઝાડ રોપાયું તો તેની ડાળી આકાશની પેલે પાર જશે. અને જો તેના ઉમદા ફળ ચાખવા હોય તો તું તેને માયાથી ઉછેરજે."

---

તારનું શીરનામું:—“પ્લે'કસ” કરાંચી.

**જુણાં ઇસાજી હુસનઅલી એન્ડ કું૦**

અમારે ત્યાં પક્કાના બીમ્બ તથા
હરેક જાતની સ્કેટલીંગ, મલ-
બાર વુડ, વાંસ, વળી,
વાંસા વગેરે જથ્થાબંધ
તથા છુટક
કીફાયત ભાવે
મલશે.



લાકડાના
વેપારી,

સ્વામીનારાયણ
કમ્પાઉન્ડ,

—કરાંચી સીટી.—

નોટ:—બહારગામના ઓરડર ઉપર
ખાસ ધ્યાન આપવામાં આવે છે.

# "કોલીનોસ."




## નુકશાનકારક જંતુઓનો નાશ - કરે છે.

મોંહ અને ગળામાં અસંખ્ય જંતુઓ ફરે છે. જો તેમને તેમાં રહેવા દઇશું તો તેનાથી દાંતનો નાશ, દુ:ખાવો અને નાતંદુરસ્તી વધી પડશે.

"કોલીનોસ" ડેન્ટલ ક્રીમ અસરકારક રીતે આ લાખો જંતુઓનો નાશ કરે છે. તે ધીમું પણ ચોકસ, જંતુ વીનાશક ઇલાજ છે. તેનાથી આખું મોઢું સાફ અને તંદુરસ્ત રહે છે. આ દાંતનો નાશ થતો અટકે છે.

"કોલીનોસ" કરકસરવાળું પણ છે, પાણી કે બીજા પદાર્થો તેમાં ઉમેરેલાં નથી. તે ઘણું ઘટ છે અને તેનાથી થોડું વાપરી વધુ લાભ લેવાય છે. બ્રસ ઉપર અર્ધો ઇંચ દરેક વખતે પુરતું છે. દરેક ડબીમાંથી તમને એકસો વખત બ્રસથી સાફ કરવા જેટલો પદાર્થ મળશે. હમેશાં "કોલીનોસ" વાપરો.

પીળી ડબીમાં, પીળી ટયુબમાં, તપાસી લેશો.

આજેજ ખરીદી વાપરો.

## "કોલીનોસ" ડેન્ટલ ક્રીમ.

**દરેક દુકાનદારો પાસેથી મળશે.**




## ઘણી સહેલાઇથી

# “કોકર ઓટસ”



## પકાવી શકાય છે.

---

તાજા ઉકળેતાં પાણીના બે ભાગ લઈને તેમાં એક ભાગ જેટલો ઓટસ નાંખીને ધીમે ધીમે હલાવવું—સેજ મીઠું તેમાં મેળવવું—અને પછી ૨૦ મીનીટ અથવા વધુ ચુલા ઉપર પકાવવું પછી દુધ અને જરા ખાંડ મીલાવી ખાવું. આ અજબ જેવા સ્વાદીષ્ટ તંદુરસ્તી આપનાર ખોરાકને બનાવવા માટે બસ તમારે એટલુંજ કરવાનું હોય છે. તમારા કુટુંબને એ ખોરાક પીરસો, તે તેઓનું જોર અને જીવન શક્તિમાં વધારો કરશે. કારણ કે “ક્વેકર ઓટસ” હાડકાં અને સ્નાયુઓને વધારે છે. સહેલાઇથી પાચન થાય છે અને ઉછરતાં બાળકો માટે ડાક્ટરો તેની ભલામણ કરે છે. ક્વેકર ઓટ બહુ સસ્તા છે અને બે સાઇઝનાં ડબ્બામાં મળે છે.

